# જાદુઈ દીવો.

(આવૃત્તિ ૨ જી)

---

પ્રકાશકો

વીરબલ હરિસુખરામ મહેતા.
એસ. ટી. સી.

અને

દયાશંકર ભાઇશંકર શુકલ.

બાલસાહિત્ય પ્રકાશ મંદિર,

સોનીફળીઆ—સુરત.

---

મૂલ્ય આનો એક.

---

આ પુસ્તક ના. સરકારના કેળવણી ખાતા તરફથી તેમજ વડોદરા, ભાગનગર: ને જૂનાગઢના કેળવણી ખાતા તરફથી ઇનામ ને લાયબ્રેરી માટે મંજુર થયું છે.

# જાદુઇ દીવો.

---

અનુવાદક.

વીરબલ હરિસુખરામ મહેતા.

એસ. ટી. સી.

---

પ્રકાશકો

વીરબલ હરિસુખરામ મહેતા.

એસ. ટી. સી.

અને

દયાશંકર ભાઇશંકર શુકલ.

બાલસાહિત્ય પ્રકાશ મંદિર,

સોનીફળીઆ—સુરત.

---

દ્વિતીયાવૃત્તિ.

સંવત ૧૯૭૩ ઇ. સ. ૧૯૧૭

મૂલ્ય આનો એક.

# પ્રસ્તાવના.

(ટુંકમાં)

'જાદુઇ દીવો' આ વાર્તાવલિનો બીજો અંક છે, એમાં ચિત્ર મૂકવાનો વિચાર હતો તે અનિવાર્ય કારણોને લીધે માંડી વાળવો પડયો છે.

વી. હ. મહેતા.

---

## દ્વિતીય-વૃત્તિની પ્રસ્તાવના.

'જાદુઇ દીવો' દ્વિતીય આવૃત્તિરૂપે બહાર પાડતી વખતે તેને સચિત્ર કરવાની પ્રબળ ઇચ્છા હતી. પરન્તુ જે મહાયુદ્ધે આખા યુરપને હચમચાવી મૂક્યો છે તેની અસર આપણા દેશ ઉપર પણ થોડી થઇ નથી. મુખ્યત્વે કરીને પુસ્તક છપામણીનું કાર્ય ઘણું અઘરૂં થઇ પડ્યું છે. એટલે ચિત્રો પણ કરવાની હિંમત લીધી નથી.

જોડણી રીવાઇઝ્ડ કમિટિના નિયમોને અનુસરતી રાખવા યત્ન કર્યો છે.

'બાલસાહિત્ય પ્રકાશ મંદિર'
સોનીફળીઆ.–સુરત.
તા. ૨૪–૮–૧૭.

પ્રકાશકો.

---

તા. ક. મોંઘવારીને લીધે કાગળ હલકા વાપરવા પડ્યા છે તો તે દરગુજર થશે એવી આશા છે.

પ્રકાશકો.

# જાદુઈ દીવો.

---

(૧)

ઘણાં ઘણાં વર્ષની વાત ઉપર **ચીન** દેશના પેકિન શહેરમાં એક ગરીબ દરજી રહેતો હતો. કપડાં સીવીને તે જેમ તેમ પોતાનું અને પોતાના કુટુંબનું ભરણ પોષણ કરતો હતો. વાર તહેવારને દિવસે તેને સારૂં સારૂં ખાવાનું ભાગ્યેજ મળતું; એટલુંજ નહિ પરંતુ વખતે તો ભુખ્યાં પણ રહેવું પડતું–નકોડો ખેંચી કહાડવો પડતો.

તેને એક છોકરો હતો. તેનું નામ **અલાદીન** હતું. **અલાદીન** એકનો એક છોકરો હતો તેથી તેનાં માબાપ તેને બહુ લાડ લડાવતાં, તે જેમ કહે તેમ કરતાં અને જે કહે તે કરવા દેતાં. આવાં ખોટાં લાડમાં ઉછરેલો આ છોકરો ઘણો રમતિઆળ અને હઠીલો થયો હતો. જેમ તેમ કરતાં થોડું સીવતાં શીખેલો, પણ જ્યારે દુકાનમાં તેનો બાપ હોય ત્યારેજ બેઠો બેઠો સીવે. તેનો બાપ બહાર જાય કે તરત ઉઠીને રસ્તામાં રમવા દોડે. રમવાનું કહો તો આખો દહાડો રમ્યાં કરે; પણ જો કામ કરવાનું કહ્યું તો બાર ગાઉ ભાગી જાય.

અલાદીનનો બાપ ઘરડો હતો. કપડાં સીવી સીવીને તેની આંખનું તેજ ઘટી ગયું હતું. તેના હાથ હવે ધ્રૂજતા હતા, છતાં અલાદીન તેને જરા પણ મદદ કરતો નહિ. મારા પછી આ છોકરાનું શું થશે એવો વિચાર તેને હમેશાં આવતો. એક દુઃખ તો ગરીબાઈનું હતુંજ, અને તેમાં વળી છોકરો આવો ઉઠયો. આ ચિંતામાં ને ચિંતામાં તે અધો થઇ ગયો, આખરે માંદો પડયો અને મરી ગયો.

અલાદીન અને તેની મા ઘણીજ માઠી હાલતમાં આવી પડયાં. જેમ તેમ કરીને ગુજરાન કરનાર દરજી પોતાની પાછળ શું પુંજી મૂકી જાય? હવે તો અલાદીને બાપની દુકાનનું કામ ઉપાડી લઈ કમાવું જોઇતું હતું, પણ તેણે તેમ કર્યું નહિ. તેના મનને તો જાણે કંઈ બન્યુંજ નથી. તે હમેશની માફક શેરીમાં પોતાના જેવા આળસુ છોકરાઓને એકઠા કરી રમ્યાં કરતો. તેની વિધવા મા પોતાથી બને તે કામ કરી ગુજરાન કરતી. પણ તે બિચારી કેટલું કરી શકે! આખરે એક દિવસ તો તેણે કંટાળીને અલાદીનને કહ્યું "હવે તો તું કંઈ ધંધો નહિ કરે તો હું તને ઘરમાંથી કાઢી મૂકીશ."

(૨)

થોડા દહાડા અલાદીન એક દરજીની દુકાને બેઠો; પણ પછી પાછો હતો તેવોને તેવો થયો. એક વાર આળસુ બન્યા એટલે પછી કાંઇ ઝટ ઉદ્યોગી થવાય છે? નાનાં

છોકરાંઓને માબાપ આળસ નહિ કરવાનું કહે છે તેનું કારણ આજ છે. નાનપણમાં પડેલી ટેવ મોટપણે ટળવી ઘણી અઘરી થઇ પડે છે અને આખરે દુઃખી થવાય છે.

ફરી પાછું એણે તો શેરીઓમાં ભટકવા માંડ્યું. સવારનો જાય તે મોડેથી ખાવાને આવે અને ખાઈને દોડે તે મોડી રાતે ઘેર આવે. **અલાદીન**ની આવી વર્તણુકથી તેની મા ખૂણામાં બેસી આંસુ પાડયાં કરે અને પ્રભુની પ્રાર્થના કરે કે છોકરાને સારી બુદ્ધિ આપો.

એક દિવસ **અલાદીન** શેરીમાં બપોરે રમતો હતો. એની સાથે એના જેવા બીજા ઘણા છોકરાઓ હતા. દૂરથી એક માણસ આવતો હતો તેણે એને જોયો, અને તે એની પાસે ગયો. થોડી વાર બધા રમતા હતા તે જોયાં કર્યું અને પછી **અલાદીન**ને પૂછ્યું, "છોકરા, તારૂં નામ શું?"

"સૌ મને **અલાદીન** કહે છે." **અલાદીને** જવાબ આપ્યો.

પેલા અજાણ્યા માણસને **અલાદીન** ઘણો ચાલાક છોકરો લાગ્યો. તેના ખભાપર હાથ મૂકી તે તેને દૂર લઇ ગયો અને પૂછ્યું કે તારો બાપ દરજી હતો ખરૂં? **અલાદીને** હા કહી અને કહ્યું કે તે તો ઘણો વખત થયાં ગુજરી ગયા છે.

આ અજાણ્યો માણુસ જાદુગર હતો. એને કાંઈ જાદુના કામમાં અલાદીનને લઈ જવો હતો. તેથી તેણે અલાદીનના કાકા હોવાનો ઢોંગ કરવા માંડ્યો. તેણે અલાદીનને છાતી સરસો ચાંપ્યો અને રડતાં રડતાં કહ્યું કે હું તારો કાકો થાઉં છું. તારૂં મોં બરાબર મારા ભાઈના જેવુંજ છે. કોઇએ હજુ સુધી અલાદીનને કાકા છે એમ કહ્યું ન હતું એટલે અલાદીન તો અજાયબ થયો. તેણે કહ્યું કે મારે કાકા નથી. મારા બાપ કહેતા કે મારે ભાઇ નથી.

"પણ છોકરા, હું તારો કાકો થાઉં છું. લે આ સોનાના સિક્કા તારી માને આપજે અને મારા ખુશ ખબર કહેજે." પેલા જાદુગરે કહ્યું.

અલાદીન તો ખુશ ખુશ થઈ ગયો, અને દોડતો દોડતો ઘેર ગયો.

તેની મા રાહ જોતી બારણામાંજ ઉભી હતી. તેને આમ દોડતો આવતો દેખી તે જરા અજાયબ થઇ કે આ શું? એટલામાં તો અલાદીન આવી પહોંચ્યો.

"મા, મા, મારે કાકા છે?" અલાદીને પૂછ્યું.

"ના બેટા તારે કાકા નથી. કેમ વારૂ આજ એમ કેમ પૂછે છે?"

"મા, આજે મને એક માણુસ મળ્યો. તે કહે છે કે હું તારો કાકો થાઉં છું, વળી મને આ સોનાના સિક્કા પણ આપ્યા અને કહ્યું કે તારી માને મારા ખુશખબર કહેજે."

"એમ કે ? બેટા તારે કાકા હોય તો તારા બાપ વાત કરે. પણ મને કોઇ દહાડો એવું કહ્યું નથી. પછી તો કોણ જાણે."

કોઈ દહાડો પેટપૂર ખાવાનું મળે નહિ ત્યાં આજ આ સોનાના સિક્કાઓ મળ્યા એટલે મા–દીકરાના હરખનો પાર રહ્યો નહિ. તરત બજારમાં જઇ તે અલાદીનને સારૂં સારૂં સારૂં ખાવાનું લાવી અને ઘણે દહાડે બેઉએ પેટ ભરીને ખાધું.

(૩)

હમેશની માફક અલાદીન રમવા નીકળી પડ્યો હતો. અને શહેરના એક ભાગમાં શેરીમાં રમતો હતો. પેલો જાદુગર ફરી ત્યાં આવ્યો અને અલાદીનને હાથ પકડીને દૂર લઇ ગયો. દૂર લઇ જઇને બે સોનામહોર તેના હાથમાં મૂકી અને કહ્યું કે મારા રામરામ કહેજે ને આ સોનામહોરો તારી માને આપજે, અને તારૂં ઘર ક્યાં છે તે બતાવ અલાદીને ઘર બતાવ્યું. જાદુગરે ઘર યાદ રાખ્યું અને ભૂલ ન થાય માટે અલાદીન પાસે તેનાપર ચાકની નિશાની કરાવી. પછી કહ્યું હવે હું જાઉં છું. હું દીવા વખતે આવીશ. તારી માને કેહજે કે મારે માટે વાળુ તૈયાર કરે.

**અલાદીન** ખુશ ખુશ થઈ ગયો. અને ઘેર જઈ માને બધું કહ્યું. મા પણ ખુશ થઇ અને પરોણાને માટે રાંધવામાં રોકાઇ. સમય સાંજનો હતો; સૂર્ય પશ્ચિમમાં આથમતો હતો; આકાશ રાતું દેખાતું હતું; પક્ષીઓ માળા તરફ ઉડી જતાં હતાં; મજુર લોકો કામથી પરવારી લાકડાની નાની નાની ભારીઓ અને દાણા લઈને ઘેર જતાં હતાં; દુકાનો બંધ થતી હતી. આ વખતે **અલાદીન** કાકાની રાહ જોતો બારણે ઉભો હતો. જરાવાર ઉભો રહે, વળી અંદર જાય, વળી બહાર આવે, એમ તલપાપડ થઇ ગયો હતો. બારણું બંધ કરીને આખરે તે નિરાશ થઇને ઘરમાં ગયો, બેઠો નથી એટલામાં તો બારણું ઠોકયાનો અવાજ સંભળાયો. **અલાદીન** દોડતો ગયો અને બારણું ઉઘાડ્યું, પેલો જાદુગર હાથમાં મેવાની ટોપલી લઈને બહાર ઉભો રહ્યો હતો. તેણે તે **અલાદીન**ને આપી અને બેઉ ઘરમાં ગયા.

“કેમ ભાભી સારાં છો?” પેલા જાદુગરે પોતાની બાજી રમવા માંડી.

બિચારી ભોળી વિધવા વિસ્મય તો પામી પણ તેણે તેની ખબર અંતર પૂછી. જાદુગરે કહ્યું કે મારો બિચારો ભાઇ કયાં બેસતો તે મને બતાવો. અલાદીનની માએ એક ભાંગો તૂટ્યો ખાટલો બતાવ્યો. જાદુગર તેનાપર બેઠો અને ઓ મારા ભાઇરે, હું કેમ વહેલો ન આવ્યો એમ

કરી ખૂબ પોક મૂકીને રડી પડ્યો. ભોળી વિધવા બિચારી પણ ધણીનું હેત સંભારીને રડવા લાગી.

આખરે બેઉ રડતાં રહ્યાં. અલાદીનની મા પાણી લાવી તે વતી પેલા જાદુગરે મોં ધોયું અને સૌ ખાવા બેઠાં. ખાતાં ખાતાં અલાદીન શું ધંધો કરે છે એમ જાદુગરે પૂછ્યું. અલાદીનની માએ ગળગળાં થઈને બધી હકીકત કહી. જાદુગરે અલાદીનને સહેજ ઠપકો આપ્યો અને કહ્યું કે તું મારી સાથે આવે તો તને મોટો વેપારી બનાવી દઉં કે તું પૈસા કમાય અને તમારૂં ગુજરાન થાય.

વગર મહેનતે મોટા વેપારી થઈ જવાનું કોને ન ગમે? અલાદીને કબૂલ કર્યું. તેની માએ પણ કબૂલ કર્યું અને ત્યાં ઠરાવ થયો કે આવતી કાલે વેપારીને છાજે એવાં કપડાં લેવા જવું અને દુકાન ભાડે રાખવી. સવારે પાછા આવવાનું કહી જાદુગર ત્યાંથી ગયો.

અલાદીનના આનંદનો તો પાર રહ્યો નહિ. તે પથારીમાં સુતો અને ઉંઘવાને ઘણું મથ્યો પણ જરા ઉંઘે ને આંખ ઉઘડી જાય. ઉંઘે તેટલામાં પણ મોટા વેપારી થઈ જવાનાં સ્વપ્નાં આવે અને જાગી ઉઠે. એમ કરતાં કરતાં વહાણું વાયું. પક્ષીઓએ માળામાંથી ઉડી ચેં ચેં કરવા માંડ્યું, ત્યાર પહેલાં તો અલાદીન ઉઠ્યો હતો; અને ન્હાઇ ધોઇ કપડાં પહેરી બારણાંમાં ઉભો ઉભો જાદુગરની રાહ જોતો હતો. આટલો વહેલો તે કદી ઉઠ્યો ન હતો.

(૪)

આખરે સવારનો પહોર થયો અને અલાદ્દીન અને પેલો જાદુગર બજારમાં ગયા. અલાદ્દીનને સારૂ તેણે સારાં રેશમી કપડાં વેચાતાં લીધાં અને તાબડતોબ સીવડાવ્યાં. એ કપડાં પહેરાવી તેને પોતાની સાથે પોતાને ઘેર લઇ ગયો અને થોડા દિવસમાં તો બેઉ ઘણા હળી ગયા. 'કાકા હવે આપણે દુકાન ક્યારે માંડીશુ' એમ અલાદ્દીન રોજ પુછે; પણ જાદુગર તેને ઉડાવ્યાં કરે, ભોળો અલાદ્દીન આમાંની કાંઈ વાત સમજે નહિ.

એમ કરતાં કરતાં થોડા દિવસ વહી ગયા. એટલે એક દહાડો પેલા જાદુગરે કહ્યું કે, ચાલ હવે આપણે પાસેના ગામમાંથી માલ ખરીદી લાવીએ. ગામની બહાર એક સુંદર બાગ છે ત્યાં બેસીને આપણે નાસ્તો કરીશું અને સાંજ સુધીમાં તો પાછા આવીશું.

અલાદ્દીનને તો ભાવતું હતું અને વૈદે કહ્યું તેના જેવું થયું. બેઉ ગામ જવાને નીકળ્યા. ઘણું ઘણું ચાલ્યા પણ પેલો બાગ આવે નહિ. આખરે અલાદ્દીન થાક્યો અને પૂછ્યું કે કાકા હવે બાગ ક્યારે આવશે? મને તો ભૂખ લાગી છે ને થાક ચડ્યો છે. હમણાં આવશે કહી જાદુગરે અલાદ્દીનને શાંત કર્યો અને ગજવામાંથી મૂઠી ભરીને સૂકો મેવો આપ્યો.

મેવો ખાતો ખાતો તે જાદુગરની સાથે સાથે ચાલ્યો. આખરે એક જંગલ આવ્યું. ગામ ઘણું દૂર રહ્યું હતું. આ જંગલમાં એક ઝાડ હેઠે આવીને જાદુગર બેઠો અને અલાદીનને પણ બેસાડ્યો. બેઉ ત્યાં નાસ્તો કરવા બેઠા. અલાદીને પૂછ્યું કે કાકા પેલો બાગ ક્યાં છે?

"જરા ધીરો પડ. બાગ આપણે બેઠા છીએ તેની અંદર છે. ખાઈને આપણે જરા દેવતા સળગાવીશું એટલે અંદર જવાનો રસ્તો ખૂલશે" જાદુગરે કહ્યું.

નાસ્તો કરી રહ્યા પછી અલાદીન થોડી સૂકી લાકડીઓ અને સૂકાં પાંદડાં લાવ્યો અને ચકમકના પત્થરે દેવતા સળગાવ્યો. કેમકે તે વખતે દીવાસળી બનતી ન હતી. એ દેવતામાં પેલા જાદુગરે મંત્ર ભણીને થોડી ભૂકી નાખી એટલે એકાએક વરસાદના દહાડામાં વરસાદ ગાજી ઉઠે અને જબરો કડાકો સંભળાય તેવો જબરો ધડાકો થયો. પૃથ્વી તો જાણે ધ્રૂજી ઉઠી હોય એમ લાગ્યું અને તેનીજ સાથે જમીનમાં એક મોટું બાકું પડ્યું, અને તે બાકામાં કડું જડેલો એક મોટો પત્થર જણાયો. અલાદીનતો ચમક્યો, ગભરાયો અને નાસવા જતો હતો; પણ જાદુગરે તેને હાથ પકડીને ઉભો રાખ્યો અને કહ્યું બ્હીતો નહિ. હું પાસે ઉભોછું.

ધ્રૂજતો ધ્રૂજતો બિચારો અલાદીન ઉભો. જાદુગરે પેલો પત્થર ઉપાડવાનું કહ્યું. આવડો મોટો ભારે જાડો

પત્થર મારાથી નહિ ઉચકાય એમ અલાદ્દીને કહ્યું, પણ જાદુગર કહે કે તારેજ ઉચકવો પડશે. જો આ વીંટી તારી આંગળીએ પહેરાવું છું તે તારૂં રક્ષણ કરશે. એમાં એક જાદુઈ દીવો છે, તે લઇએ તો તારો બેડો પાર પડે. તેને મારાથી અડકાય નહિ. હું અડકું તો તને પછી વ્યાપારમાં ફાયદો થાય નહિ. ભોળો અલાદ્દીન ડર્યો તેથી અને પૈસાની લાલચે પત્થર ઉપાડવા લાગ્યો. કોણ જાણે શાથી તે ઉપાડી પણ શક્યો.

પછી જાદુગર બોલ્યો, "જા હવે સીડીએથી ઉતરીને હેઠે જા. ત્યાં ત્રણ ચાર ઓરડા છે. તે ઓળંગીને જશે એટલે એક અગાશી આવશે. ત્યાં એક ભીંતમાં એક ગોખલો છે તેમાં એક પીતળનો દીવો બળે છે. એ દીવો લેજે, ઓલવજે અને તેમાંનું તેલ કાઢી નાંખી લઈ આવજે. બાગમાં એકલો જતો ના. પછી આપણે જઈશું. અને કશે અડકતો ના. નહિ તો દીવો તને મદદ નહિ કરે."

અલાદ્દીન ગયો અને દીવો લીધો, પણ બાગમાં જવાનું મન મારી શક્યો નહિ. ત્યાં ગયો તો ઘણાં સુંદર ઝાડો અને ફૂલના છોડવાઓ બધે ઉગેલા હતા. ઝાડોપર જુદા જુદા રંગનાં મેવાનાં ફળો લટકી રહેલાં લાગતાં હતાં. તે

તેમની પાસે ગયો અને ફળ તોડવા લાગ્યો. પણ તે તો ફળ ન હતાં; પણ જુદીજુદી જાતના હીરા, માણેક ને મોતી હતાં. અલાદીને તો તેને સુંદર પથરાજ જાણ્યા અને કોટનાં ગજવાં ભરી દીવો લઈ ઉપર આવ્યો.

ઉપર આવ્યો એટલે પેલા જાદુગરે કહ્યું કે દીવો મને આપ એટલે હું તને ઉપર લઈ લઉં, પણ અલાદીને દીવો આપવાની ના કહી. કેમકે તેને વ્હેમ પડયો હતો કે આ તો કોઈ જાદુગર છે. જાદુગર ગુસ્સે થયો અને ફરીથી મંત્ર ભણી પેલી ભૂકી દેવતામાં નાંખી કે તરત પેલો પત્થર ભોંયરાના માથાપર ગોઠવાઈ ગયો. મટોડી પૂરી દઈ જાદુગર ત્યાંથી ચાલતો થયો. અલાદીન બિચારો ભોંયરામાં પુરાઈ ગયો.

(૫)

અલાદીન તો ખૂબ બીધો. 'કાકા ફાનસ લ્યો પણ મને બહાર કાઢો' એમ બૂમ પાડી રડતો રડતો કહેવા લાગ્યો. પણ જાદુગર તો જતો રહ્યો હતો. હેઠે ઉતરી ઠોકર ખાતો ખાતો તે બાગમાં ગયો અને ત્યાંથી બહાર જવાનો રસ્તો શોધ્યો, પણ જડ્યો નહિ. આખરે થાકીને હવે તો મરતાંજ છૂટકારો થશે એવું વિચાર કરતો બેઠો. અને પ્રભુની પ્રાર્થના કરવાને હાથ જોડ્યા. હાથ જોડતાંજ એક હાથ બીજા હાથપરની વીંટી સાથે ઘસાયો. તેમ થતાં એકદમ એક જીન

તેની આગળ આવીને ઉભો અને કહ્યું કે મને શા માટે બોલાવ્યો છે? હું અને મારા દોસ્તદારો આ વીંટીના ગુલામ છીએ. **અલાદીન** તો બીચારો સમજ્યો નહિ કે આ શું છે. પણ તેને તો ઘેર જવું હતું, તેથી મને ઘેર મૂકી આવ એટલુંજ કહ્યું. આંખના એક પલકારામાં જેટલો વખત જાય એટલામાં તો તે ઘેર પોતાની માની પાસે આવીને બેઠો. **અલાદીને** બધી વાત તેની માને કહી અને પેલા પથરા જેવું લાવ્યો હતો તે પણ તેને આપ્યું અને પેલો દીવો પણ આપ્યો. વીંટીનો કે દીવાનો શું ઉપયોગ છે તે તે જાણતો ન હતો.

પેલા જાદુગરે આપેલા પૈસા તો પૂરા થવા આવ્યા કેમકે વખત ઘણો વીતી ગયો હતો. એટલે મા દીકરાએ વિચાર કર્યો કે પેલા પથરા વેચી દઈએ. **અલાદીન** ગામમાં એક પચ્ચીગર રહેતો હતો તેને ત્યાં પથરા વેચી આવે અને તેમાંથી પોતાનું ગુજરાન ચલાવે. રસ્તામાં એક ભલો સોની રહેતો હતો તે એને દરરોજ જતો આવતો દેખે. એક દહાડો તેણે કહ્યું "અલ્યા ભાઈ આમ આવની. શું લઈ જાય છે?" **અલાદીન** તેની પાસે ગયો. આ કાચના કે પત્થરના કકડા નથી પણ આતો ઉંચી જાતનાં ખરાં નંગો છે એમ તેણે સમજણ પાડી અને તેની પૂરેપૂરી કીંમત આપી. હવેથી **અલાદીન** કાંઇ વેચવું હોય તો એને ત્યાંજ જતો.

એમ કરતાં થોડાંક વર્ષો વીતી ગયાં. હવે પૈસા થઈ રહ્યા, શું કરવું? હવે પૈસા ક્યાંથી લાવવા? અલાદીન તો હજી પણ એવોજ આળસુ હતો. હવે મોટો થએલો તે રમવા જતો નહિ, ત્યારે ઘરમાં ઉંઘ્યાં કરતો.

અલાદીનની માએ વિચાર્યું કે હવે પેલો દીવો વેચી તેના પૈસા આવે તેમાંથી ગુજરાન ચલાવવું. એક ખૂણામાં ધૂળ ખાતો પડ્યો હતો તેમાંથી તેને બહાર કાઢ્યો અને સાફ કરવા માંડ્યો. પણ શું અજબની વાત! એક જીન તેની આગળ આવીને ઉભો રહ્યો! આ બિચારી તો સ્તબ્ધજ થઈ ગઇ. જીને કહ્યું, "મને શો હુકમ છે? હું અને મારા મિત્રો આ દીવાના ગુલામ છીએ." ઘરમાં ખાવાનું હતું નહિ. એ લાવવું પહેલું જરૂરનું હતું. અને તેથી અલાદીનની માએ કહ્યું કે અમારે માટે ખાવાનું લઇ આવ. તરતજ જીન જુદી જુદી જાતની ખાવાની વસ્તુઓથી ભરેલી બાર રૂપાની થાળીઓ લાવ્યો. દીવો વેચવાનું બંધ રહ્યું અને થોડા દિવસ તો આ ખાવાનુંજ ચાલ્યું. પછી એક પછી એક એમ રૂપાની થાળીઓ વેચીને ગુજરાન કર્યું. અલાદીને દીવો લઇને ઉંચો મૂક્યો અને સાચવી રાખ્યો. હવે તે તેનો ઉપયોગ સમજ્યો.

આમ દિવસો વહી જતા, અને એક વખતે ઘણી ગરીબ અવસ્થા ભોગવનાર મા દીકરો સુખમાં રહેતાં હતાં.

એક દિવસ તે ગામના રાજાની પુત્રી ન્હાવા જવાની હતી. તેથી રાજાએ ગામમાં બધે ઢંઢેરો પીટાવ્યો કે દુકાનો અને ઘરનાં બારી બારણાં કુંવરી ન્હાઇને પાછી ફરે ત્યાં સુધી બંધ કરવાં. કારણ કે તે સખત પડદો પાળતી હતી.

પણ આળસુ માણસોને અટકચાળાં કરવાં સૂઝે. આપણા અલાદીનને એ કુંવરીને જોવાનું મન થયું. ન્હાવાની જગાના દરવાજા પાછળ તે સંતાઇ રહ્યો. રાજાની કુંવરીને ન્હાઇને પાછાં ફરતાં તેણે જોઈ. તે ઘણાં સુંદર વસ્ત્રોમાં સજ્જ થઇ હતી અને તેનો ચહેરો પણ ઘણો સુંદર હતો. અલાદીનને તેની સાથે પરણવાનું મન થયું, કમાવાનું તો ઠેકાણું ન હતું, અને પરણવાનું તો મન થયું.

અલાદીન ઘેર આવ્યો. આજ તે ઘણો ઉદાસ હતો. એક ખુણામાં તે દિલગીરીમાંને દિલગીરીમાં બેસી રહ્યો. તેની માએ તેને ઘણું પૂછયું ત્યારે કહ્યું કે મેં આજે રાજકુમારીને જોઇ છે અને મારે તો એની સાથે પરણવું છે.

અલાદીનની મા તો સ્તબ્ધ થઇને ઉભીજ રહી. તે તો છોકરો શું કહે છે તે સમજી શકીજ નહિ. છોકરો ગાંડો તો નથી થયો એવો તેને વિચાર આવ્યો અને પૂછયું પણ ખરૂં. "ગાંડો થયો કે શું? આપણે ગરીબ દરજી, તેને ત્યાં તે રાજા રાજકુમારીને પરણાવે?" પણ અલાદીને કહ્યું "આપણી પાસે પેલો દીવો છે અને વીંટી છે એટલે આપણે ચાહીશું

તે કરીશું." આપણી પાસે પેલી થાળી છે તે લાવ. તેની મા થાળી લાવી. તે પોતાના ઓરડામાં ગયો, જીનને વીંટી ઘસી બોલાવ્યો, અને રાજાને યોગ્ય હીરા, માણેક, નીલમ, મોતી વગેરે કીમતી વસ્તુઓથી થાળી ભરી દીધી અને કહ્યું "મા રાજાજીને આ ભેટ આપજે."

તેની મા ગઇ અને ખૂણામાં બેઠી. પણ તેનો કાંઇ પત્તો લાગ્યો નહિ, કેમકે રાજા બહુ કામમાં હતો. અલાદીન, મા ઘેર આવી ત્યારે નિરાશ થયો. એ પ્રમાણે તે બિચારી છ સાત દિવસ રાજાના દરબારમાં ગઈ. આખરે રાજાએ તેની તપાસ કરાવી અને પાસે બોલાવી.

તેણે કહ્યું, "હું એક વિનંતી કરવા આવી છું. તે જો મને માફ કરવાનું વચન આપો તો કહું." પછી રાજાએ અભય વચન આપ્યું એટલે તેણે રકાબી ખોલી રાજાપાસે મૂકી અને કહ્યું "મારા છોકરાએ આ ભેટ મોકલી છે અને તમારી છોકરી સાથે એને પરણવું છે."

રાજાએ તો આ વાત ખરી માની નહિ. પણ આવા સરસ હીરા, માણેક, મોતી વગેરે મોકલનાર કોઇ મોટો માણસ હશે એમ તેણે વિચાર્યું. તેથી કહ્યું "વારૂ, હાલ તરત તો મારી કુંવરીને પરણાવી શકતો નથી. ત્રણ મહિના પછી લગ્ન કરીશું."

**અલાદીન** ખબર સાંભળીને ખુશ ખુશ થઈ ગયો. ત્રણ મહિના કેમે કરતાં પૂરા ન થાય. આખરે ત્રણ મહિના પૂરા થવા આવ્યા; એટલામાં તો વજીરે રાજાને સમજાવીને રાજકુંવરીનાં લગ્ન પોતાના છોકરા સાથે ઠરાવ્યાં અને શહેરમાં લગ્નની ધામધૂમ થવા માંડી.

**અલાદીન** બહુ ગુસ્સે થયો, પણ એક યુક્તિ મનમાં રચીને બેસી રહ્યો.

આખરે લગ્નની મોટી મિજબાનીનો દિવસ આવ્યો, અને રાજદરબારમાં બહુ ધામધૂમથી તૈયારી થવા માંડી.

તે દિવસે રાત્રે **અલાદીન** પોતાના ઓરડાનાં બારણાં બંધ કરીને બેઠો અને તેણે દીવો ઘસી જીનને બોલાવ્યો. તે આવ્યો એટલે તેને કહ્યું કે રાજાની છોકરીને અને વરરાજાને અહિંઆં ઉંચકી લાવો. તરતજ બેઉને **અલાદીનની** આગળ લાવવામાં આવ્યાં. પછી વરરાજાને સવાર સુધી પોનાના કબજામાં રાખવાનું જીનને કહ્યું. રાજકુંવરી ઘણી ગભરાઈ. પણ "હું તારી સાથે પરણવા માગું છું." એમ કહી **અલાદીને** તેને શાંત પાડી. પછી સવારે બેઉને પાછાં મહેલમાં મોકલી આપ્યાં.

ત્યાં તો શોધાશોધ થઇ રહી હતી. રાજપુત્રીએ પોતાને વીતેલી વાત રાજાને કહી અને પ્રધાનના પુત્રે પ્રધાનને

કહી. રાજાએ અને પ્રધાને અરસ્પરસ આ બનાવની વાતો કરી અને લગ્ન બંધ રાખવાં એવો રાજાએ હુકમ કર્યો.

હવે ત્રણ મહિનાની મુદત પૂરી થઇ. અલાદીનની મા ફરી રાજા પાસે ગઇ. ફરી એ આવશે એમ રાજાએ ધારેલું નહિ, તેથી તે વિસ્મય પામ્યો. વજીરને બોલાવી તેની સલાહ લીધી. સ્વાર્થી વજીરે કહ્યું કે એ ન આપી શકે એવી ભેટ એની પાસે માગો કે ખારે પાણીએ ખસ જશે.

રાજાએ અલાદીનની માને કહ્યું કે તારો છોકરો મારી પુત્રીને રાજકુંવરી તરીકે રાખી શકશે એની ખાત્રી શી ? માટે પ્રધાનજી કહે તેટલું લાવે તો હું મારી છોકરીને તારા છોકરા સાથે પરણાવું. પ્રધાનજીએ તો લાવલશ્કર, દાસીઓ, ગાડી, ઘોડા, પાલખી, ઘરેણાંગાંઠાં, પૈસો ટકો, જેટલું મગાય તેટલું માગ્યું; પણ અલાદીને બધું મોકલી આપ્યું. અને આખરે એક મહેલ બાંધવાનું કહ્યું તે પણ એક રાતમાં ઉભો કર્યો; એટલે રાજાએ કુંવરીને તેની સાથે પરણાવી.

(૭)

પેલો જાદુગર ભોંયરાનું મ્હોં બંધ કરી ચાલ્યો ગયો પછી તેણે શું કર્યું તે વિષે આપણે કશું જાણ્યું નથી. એણે તો ધારેલું કે આ રમતિઆળ છોકરો જેમ કહીશું તેમ કરશે. અને તેથી પેલો જાદુઇ દીવો લેવાને એણે અલાદીનને

વચન આપેલું કે હું તને મોટો વેપારી બનાવીશ. હવે તો એની ખાત્રી થઇ કે અલાદીન છેતરાય એવો નહોતો.

તરત તો તે પાસેના એક ગામમાં જઇને છૂપાઇ ગયો. અને પિત્તળના દીવા વેચવાની દુકાન કાઢી પોતે નાનો સરખો વેપારી છે એવો ઢોંગ કરી બેઠો. તેના મનમાં કે અલાદીન બે ચાર દિવસમાં મરી જશે. અને પછી પેલો દીવો લેવાને આપણે કોઈ બીજા છોકરાને ભરમાવી લઈ જઇશું.

નાના છોકરાઓને પોતાની દુકાનપર આવવા લલચાવવા સારૂ તે તરેહ તરેહવાર યુક્તિઓ કરતો. એક દહાડો એક યુક્તિ કરે તો બીજે દહાડે બીજી યુક્તિ કરે. એમ કરીને ધીમે ધીમે તેણે પોતાની દુકાન આગળ છોકરાઓનાં ટોળાંઓ એકઠાં કરવા માંડ્યાં. તે હમેશાં એજ જોતો કે આમાં ભોળું અને મૂર્ખું કોણ છે?

આ ગામમાં પણ અલાદીનના જેવો એક આળસુ છોકરો રહેતો હતો. તેની સાથે એણે ઘણી દોસ્તી કરી. એ છોકરાની ઉમ્મર નાની હતી એટલે તે અલાદીનના કરતાં વધારે ભોળવાઈ ગયો. એને પણ તે એક દહાડો પેલા ભોંયરા આગળ લઈ ગયો. તેનાં મા બાપને એણે સમજાવ્યું કે હું પેકીનમાં દીવા વેચવા જાઉં છું, કેમકે ત્યાં મોટો મેળો ભરાવાનો છે. તમારા

છોકરાને મારી સાથે મોકલો. મા બાપ ગરીબ હતાં અને ઘણા દિવસનું આ દીવા વેચનાર સાથે ઓળખાણ એટલે તેમણે હા કહી.

જાદુગર ગયો અને પહેલાંની માફક દેવતા સળગાવીને પેલી જાદુઈ ભૂકી નાંખી એટલે ભોંયરૂં ઉઘડી ગયું. અલાદીનની માફક આ છોકરો પણ બીધો, પણ તેને ધમકાવ્યો એટલે તે ઉતર્યો.

જાદુગરે તો ધારેલું કે અલાદીન ત્યાં મરેલો પડ્યો હશે પણ ત્યાં તો કાંઇ જણાયું નહિ. તેમ બહુ શોધ કરાવી પણ પેલો દીવો પણ જડ્યો નહિ.

પહેલાં તો તેને એમ લાગ્યું કે છોકરો જુઠું બોલતો હશે. પણ પાછળથી એની ખાત્રી થઇ કે સાચું બોલે છે. એટલે તો જાદુગર ખૂબ ક્રોધે ભરાયો. તેને લાગ્યું કે અલાદીન દીવો લઇને નાસી ગયો હશે.

બહુ નિરાશ થઇને તે તો પાછો ફર્યો. અલાદીન ક્યાં ગયો હશે, અને શી રીતે છટકી જવા પામ્યો હશે; તેનો રસ્તામાં બહુ વિચાર કર્યો; પણ કાંઈ સમજણ પડી નહિ. આખરે નક્કી કર્યું કે ગમે ત્યાં ગયો હોય અને ગમે તેમ થયું હોય પણ એને શોધી કહાડવો જોઇએ.

હવે તેણે થોડે થોડે દહાડે અલાદીનના શહેરમાં વેષ બદલીને જવા માંડ્યું.

તે એવાતો વિચિત્ર વેષ લતો કે કોઈપણ તેને ઓળખી શકે નહિ.

એકવાર તો તેણે અલાદીનને બારણામાં ઉભેલો પણ જોયો. એકવાર ભિખારીને વેષે ગયો ત્યારે તો અલાદીને એને થોડું ખાવાનું આપ્યું તે પણ લીધું. પણ અલાદીન તેને ઓળખી શક્યો નહિ. હવે જાદુગરની પૂરી ખાત્રી થઇ કે અલાદીન જીવે છે.

તે હમેશાં બ્હીતો કે રખેને ઓળખી કાઢશે. પણ હિંમત કરીને હવે તેણે આ શહેરમાંજ અલાદીનના ઘરની પાસે આવીને રહેવાનો નિશ્ચય કર્યો. આ વખતે અલાદીન રાજાની પુત્રી સાથે પરણ્યો ન હતો.

પેલા ગામમાંથી જાદુગરે પોતાની દુકાન ઉઠાવવાની ગોઠવણ કરવા માંડી, પણ વેપારીઓ સાથે હિસાબ નક્કી કરતાં ઘણો વખત વીતી ગયો; અને વહેલો ત્યાંથી નીકળી શક્યો નહિ.

આખરે દુકાન ઉપાડી તે પાછો પેકીનમાં આવ્યો; અને એક મુસાફરખાનામાં ઉતારો કર્યો.

પછી તે અલાદીનના ઘર તરફ ગયો. પણ જે નાના ઝુંપડામાં અલાદીન રહેતો હતો તે તો ખાલી પડેલું હતું, અને ખબર કાઢતાં તો માલમ પડ્યું કે એમાં તો એક ઘરડો મોચી રહેતો હતો, અને તેને કંઈ છોકરૂં છૈયું હતું નહિ.

અલાદીન વિષે તેણે બહુ પૂછ પરછ કરી પણ આ ડોસો તેને કંઈ પણ ખબર આપી શક્યો નહિ.

આ ઘર ખાલી કરી અલાદીન ગયો, પછી એમાં કોઇ બીજું રહેવા આવેલું; અને ત્યાર પછી ડોસો આવેલો. એટલે ડોસાને અલાદીન સંબંધી કંઇ ખબર ન હતી. તેમ તે ગામ ગપાટા મારવા પણ બેસતો નહિ એટલે કંઇ જાણે નહિ.

(૮)

'રાજાની છોકરીનાં લગ્ન ધામધૂમથી થવાનાં હતાં તે બંધ રહ્યાં અને પછી કોઇ ગરીબના છોકરા સાથે રાજાની છોકરી પરણી.' એવી વાતો ગામના લોકોમાં ચાલતી હતી. પણ રાજાની છોકરીનાં લગ્નની વાત, એટલે કોઇ જાહેરમાં એવી વાતો કરે નહિ. અલાદીન પરણ્યો ત્યારે ગરીબ ન હતો એતો સૌ જાણતાં હતાં. કારણકે રાજાએ જે જે માગ્યું તે તે બધું તેણે આણી આપ્યું હતું. પણ કોણ જાણે શું છે કે જગતમાં કાંઈ વાત છાની રહેતીજ નથી. પછી તે સારી હોય કે ખોટી હોય. ધીમે ધીમે લોકોમાં વાત ફેલાવા લાગી કે અલાદીન તો કોઇ ગરીબનો છોકરો હતો, અને કંઇ જાદુ કરીને રાજાની છોકરીને પરણ્યો છે.

પ્રધાનનાં કુટુંબનાં માણસો આવી વાતો ફેલાવવામાં મદદ કરતાં. કારણકે પ્રધાનનો પુત્ર રહી ગયો અને તેને બદલે અલાદીન રાજાની છોકરીને પરણી ગયો હતો.

પેલો જાદુગર તો ઘણી મહેનત કરે, પણ અલાદીનની તેને કંઈ બાતમી મળે નહિ. આખરે જ્યારે આ વાત જાણી ત્યારે વિચાર કર્યો કે કંઇ પણ યુક્તિ કરીને પ્રધાનના કુટુંબમાં જઇને રહેવું અને ત્યાંથી કાંઇ બાતમી મેળવવી. કેમકે આ લગ્નની વાત તેણે સાંભળી ત્યારે તેને લાગ્યું કે આ રાજાનો જમાઈ તે અલાદીનજ હોવો જોઈએ. જીનની મદદ વગર કાંઈ એક રાતમાં મોટો મહેલ બંધાય ખરો ?

પછી તેણે તો હજામનો વેષ લીધો. દુનિયામાં જ્યાં જોઇએ ત્યાં હજામની જીભ સવા ગજની. એને જ્યાં જાય ત્યાં પોતાનુંજ ઘર ને બધી વાતમાં માથું મારે, અને એને વાત કરતાં કોઈ અટકાવે નહિ. કામ કરતો જાય ને ગામ ગપાટા મારી પોતાનું કામ કઢાવી લેતો જાય.

આ જાદુગરે પણ તેમજ કર્યું, અને પ્રધાનને ત્યાં મહેલમાં દીવાબત્તી કરવાના કામપર રહ્યો. ધીમે ધીમે પ્રધાનના છોકરાનો તે માનીતો થઈ પડયો. તેને ધીમે ધીમે બધી હકીકત પૂછી લીધી અને પછી નક્કી જાણ્યું કે રાજાનો જમાઇ તે પેલો અલાદીનજ છે.

હવે તેના જીવમાં જીવ આવ્યો. છટકેલો શિકાર પાછો હાથ આવે ત્યારે શિકારીને જેવો આનંદ થાય તેવો

આનંદ એને થયો. હવે દીવો પડાવી લેવો એ તો સહેલ વાત હતી.

થોડા દહાડા પછી જાદુગરે ઉધરસ ખૂબ થઇ હોય એવો ઢોંગ કરવા માંડયો. કામ કરતો જાય અને કોઇને દેખે કે ખોં ખોં કરી ઉધરસ ખાય. આવો ઢોંગ કરીને તેણે પ્રધાનને ત્યાંથી 'હું માંદો છું, સાજો થઇશ ત્યારે ફરી આવીશ.' એમ કહીને રજા લીધી.

હવે તેણે દીવો પાછો લેવાની યુક્તિ રચી.

અલાદીનને કે રાજાની છોકરીને કોઇને આમાંની કશી વાતની ખબર ન હતી. રાજાની છોકરીને પરણ્યો એટલે અલાદીન તો તેની પાછળ ગાંડો ગાંડો થઈ ગએલો. રાજાના જેવી સાહેબી ભોગવવામાં તે પોતાનું પાછલું દુઃખ ભૂલી ગયો હતો. એની મા તેનું આ સુખ બહુ જોવા પામી ન હતી. તે લગ્ન પછી થોડા દિવસમાં મરી ગઇ હતી. તે સાંભરી આવે ત્યારે અલાદીન દિલગીર થતો, પણ સાધારણ રીતે તો તે જાણે સ્વર્ગમાં વસતો હોય એમ તેને લાગતું હતું.

રાજા ઘણી વખત એને દરબારમાં બોલાવીને મિજબાનીઓ આપતો. એ પણ મોટા માણસોને પોતાને ઘેર બોલાવીને મિજબાનીઓ આપતો, અને ઘણી વખત સારા સારા શિકાર કરી લાવતો. હવે પેલી વીંટી અને પેલો દીવો જરૂરનાં હતાં નહિ એટલે તેનાપર બહુ લક્ષ રહ્યું ન હતું. તેમ

ઐરાં કંઇ વાત છાની રાખી શકે નહિ માટે એણે દીવાની કે વીંટીની વાત પોતાની સ્ત્રીને કહેલી નહિ.

(૯)

આ પ્રમાણે તેના દિવસ સુખચેનમાં જતા હતા. પેલો દીવો અલાદીને સાચવી રાખ્યો હતો. તેની હકીકત કોઇને કહી ન હતી.

પછી થોડા દહાડા તે શિકાર કરવા જંગલમાં ગયો. ત્યાં તેને આઠ દશ દિવસ બહાર રહેવાનું થવાનું હતું.

પેલો જાદુગર આવા પ્રસંગની રાહ જોયાંજ કરતો હતો. તે એક દહાડો પેલા અલાદીનના દીવા જેવા નવા દીવા લઇને આવ્યો અને દરવાજા આગળથી બૂમ પાડવા લાગ્યો કે કોઇને જૂના દીવા આપી નવા દીવા લેવા છે?

એક દાસીએ આ બૂમ સાંભળી અને રાજકુંવરીને એ વાત કહી. તેણે પેલો નવો દીવો લીધો અને જુનો દીવો—પેલો જાદુઈ દીવો—જાદુગરને આપી દીધો. તે લઇને જાદુગર ચાલતો થયો.

પછી દૂર જંગલમાં જઇને તેણે જીનને બોલાવ્યો. અને અલાદીનના મહેલને રાજકુંવરી સુદ્ધાં ત્યાં ઉપાડી લાવવાનું કહ્યું. તે પ્રમાણે ત્યાં મહેલ ચાલ્યો ગયો. પછી અલાદીનના હાથપરની વીંટી લઈ આવવાનું કહ્યું. તે વીંટી પણ જીને લાવીને જાદુગરને આપી.

રાજકુંવરી આ બધું શું થયું તે સમજી શકી નહિ પણ ત્યાં તેને રહેવું ગમ્યું નહિ. તે ત્યાંથી નાસી છૂટી.

રસ્તામાં અલાદીન ઘેર આવતો હતો તે મળ્યો. તેને બધી વાત કહી. અલાદીને દીવો આપવામાં તેણે કેવી મુર્ખાઈ કરી તે સમજાવ્યું. પછી બેઉએ વિચાર કર્યો કે વગર મહેનતે પૈસા કમાવા જતાં આવું દુઃખ આવી પડયું, માટે હવે ધંધો રોજગાર કરી પ્રમાણિકપણે પૈસા કમાવા અને ગુજરાન ચલાવવું. રાજાને શું મ્હોં બતાવીશું એવી શરમ લાગવાથી તેઓ ત્યાં ગયાં નહિ. અલાદીન પાસે જે થોડા પૈસા રહ્યા હતા તે અને રાજકુંવરીનાં ઘરેણાં વેચી પૈસા આવ્યા તે વડે અલાદીને વેપાર કરવા માંડયો. હવે તેણે પોતાનું નામ બદલીને કામદીન રાખ્યું. થોડા વખતમાં તે ઘણો મોટો વેપારી થયો અને રાજાનો પ્રધાન મરી ગયો ત્યારે તેણે કામદીનને પોતાનો પ્રધાન નીમ્યો.

એક દિવસ રાજા ખુશમાં હતો ત્યારે કામદીને રાજાને બધી હકીકત કહી અને પોતે અલાદીન છે એવી ખાત્રી કરી આપી. રાજા ઘણો ખુશી થયો અને આટલે વર્ષે પોતાની છોકરી પાછી મળી તેથી ઈશ્વરનો ઉપકાર માન્યો.

રાજાનાં મરી ગયા પછી તેને કોઈ વારસ નહોતું તેથી પ્રધાનને ગાદી આપી ગયો. ।

---

# બાલવાર્તાવલિની મંજુર થયેલી વાર્તાઓ.

(દરેકની કિંમત એક આનો છે.)

૧ મહારાજા કનકકાન્ત (બીજી આવૃત્તિ સચિત્ર)
૨ સત્યવચની વિક્ટર ( ,, ,, )
૩ જાદુઇ દીવો. (બીજી આવૃત્તિ)
૪ પરધન મિટ્ટીસમાન.

પહેલી ત્રણ વાર્તાઓ ના. સરકારના તેમજ વડોદરા, ભાવનગર ને જૂનાગઢ રાજ્યોના કેળવણી ખાતા તરફથી ઇનામ ને લાયબ્રેરી તરીકે મંજુર થએલી છે. અને છેલ્લી વાર્તા ના. સરકારના કેળવણીખાતા તરફથી ઇનામ તરીકે ને વડોદરા, ભાવનગર ને જૂનાગઢના કેળવણી ખાતા તરફથી ઇનામ ને લાયબ્રેરી તરીકે મંજુર થયેલી છે.

ઉપરની વાર્તાઓ **બાલ સાહિત્ય પ્રકાશ મંદિરમાંથી મળશે.**

Published by--Veerbal H. Mehta s. T. c.

and

Dayashanker B. Shukla,

Balsahity Prakash Mandir, Sonifalia, SURAT.

Printed by:—

Thakordas Mansing at "Surat City" Printing Press, near Chauta Bridge, SURAT.

# બાલસાહિત્ય પ્રકાશ મંદિર

## સુરત.

સ્થાપક

વીરંબલ હરિસુખરામ મહેતા. એસ. ટી. સી.

---

બાળકો દેશના ભવિષ્યના સ્તંભો છે. "**જેવાં આજનાં** ૬ **તેવો કાલનો દેશ.**" આ સાદું સૂત્ર અને 'બાળકેળવણીના સમૂહમાં સાહિત્યનું સ્થાન' એ બે બાબતપર ગુર્જર બાળકોનાં અ કે સાહિત્યસેવકોનું બહુ લક્ષ ખેંચાયું હોય એમ લાગતું અંગ્રેજ સાહિત્યમાં બાળકોને માટે ખાસ સાહિ બાળકોને આનંદ આપે એવાં અનેક પુસ્તકો પ્રતિ વર્ષ પ્રકટ થાય છે, અને બાળોપયોગી માસિકો પણ ઓછાં નથી. પરન્તુ આપણા **સંકુચિત સાહિત્યમાં બાળકોને યોગ્ય સાહિત્ય બહુ ઓછું છે;** લગભગ નથી એમ કહીએ તો ચાલે, આ એક મોટી ખોટ છે.

બાળકોને યોગ્ય સાહિત્ય, ગુજરાતી તેમજ ઇતર સાહિત્યમાંથી એકત્ર કરી, તથા નવું સાહિત્ય ઉત્પન્ન કરી, બાલ સાહિત્યની મોટી ખો પૂરી પાડવા '**બાલસાહિત્ય પ્રકાશ મંદિરની**' પ્રવૃત્તિ છે. તે અંગે બાળ-હૃદયમાં વાચનવિલાસ જાગૃત કરવા-નાનપણથીજ સાહિ પ્રતિ રુચિ ધરાવતા થાય તેમ કરવા-**બાલવાર્તાવલિની** યોજના કરી છે. આ વાર્તાવલિ ઉપરાંત બાળકોને યોગ્ય, ઇતર સાહિત્ય પણ પ્રક કરવાની ધારણા છે. બાળકોનાં માબાપો અને સાક્ષરો જેટલે અંશે આ યોજનાનો સત્કાર કરશે તેટલેજ અંશે તે ફળીભૂત થશે.

સાક્ષરો ને બાળકોના હિતચિંતકો જે લેખો મોકલશે તો ઉપકાર થશે.

---